

(મુંબાઈ વિશ્વવિદ્યાલયે ઠરાવેલા અભ્યાસક્રમ માટે ઠરાવેલા ધોરણ પ્રમાણે તૈયાર કરેલો)

# બ્રીટીશ રાજ્ય અમલનો ટુંકો ઇતિહાસ.


લેખક,

એ. વી. મહેતા,
બી. એ., એલએલ. બી.

પી. ડી. દીક્ષિત,
બી. એ.

શિક્ષકો, વી. ડી. મચીઆરા હાઈસ્કુલ, ડભોઈ.
(વડોદરા રાજ્ય)



સંવત ૧૯૮૪ સને ૧૯૨૮

કિંમત ૦-૩-૬



(મુંબાઇ વિશ્વ વિદ્યાલયે મેટ્રીકના અભ્યાસક્રમ માટે
ઠરાવેલા ધોરણ પ્રમાણે તયાર કરેલો)

## બ્રીટીશ રાજ્ય બંધારણનો ટુંકો

# ઇતિહાસ.



લેખકો,

એ. વી. મહેતા,
બી. એ., એલએલ. બી

પી. ડી. દીક્ષિત,
બી. એ.

શિક્ષકો, વી. ડી. ગલીઆરા હાઇસ્કુલ, કઠોર.
(વડોદરા રાજ્ય)

કિંમત ૦-૩-૬

સુરત બરાનપુરી ભાગળ ભાજીવાળી પોળમાં આવેલા શ્રી 'અંબીકા
વિજય'' પ્રીન્ટીંગ પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.



# બે બોલ.

આવા નાનકડા પુસ્તકને પ્રસ્તાવનાની કાંઇ ખાસ આવશ્યકતા ન હોય, પરન્તુ તે લખવામાં લેખકોનો ઉદ્દેશ સ્પષ્ટ કરવા પૂરતા બે બોલ લખાય તો તે અસ્થાને ગણાશે નહિં.

મુંબઇ વિશ્વવિદ્યાલયના મેટ્રીકના અભ્યાસક્રમમાં બ્રીટીશ રાજ્ય બંધારણના ઇતિહાસને સ્થાન મળ્યું ત્યારથી એ વિષય ઉપર અનેક નાનાં નાનાં પુસ્તકો બહાર આવ્યાં છે; પરન્તુ તે સર્વે અંગ્રેજી ભાષામાં લખાયલાં છે. વિશ્વવિદ્યાલયે જ્યારથી ઇતિહાસના સવાલોના જવાબ માતૃભાષામાં લખવાની છુટ આપી છે ત્યારથી વિદ્યાર્થીઓ મોટે ભાગે પ્રશ્નોના ઉત્તર સ્વભાષામાંજ લખે છે, પરન્તુ આ વિદ્યાર્થીઓને ખાસ મુશ્કેલી એ નડે છે કે અભ્યાસ માટે સ્વભાષામાં કોઇ પુસ્તક ન હોવાથી ઉત્તર લખતી વેળાએ અંગ્રેજી પુસ્તકો દ્વારા મેળવેલા જ્ઞાનનું ભાષાન્તર કરવું પડે છે અને તેથી જવાબો જેવા જોઇએ તેવા સ્પષ્ટ અને સંતોષ કારક લખી શકાતા નથી. મેટ્રીક કલાસના ઇતિહાસના શિક્ષક તરીકે આ બાબત ઉપર અમારૂં ધ્યાન વારંવાર દોરાયું હોવાથી અને બને તો એ મુશ્કેલી દુર કરી વિદ્યાર્થી આલમને મદદ રૂપ થવાની ઇચ્છાથી આ પુસ્તક પ્રગટ કરવું ઉચિત ધાર્યું છે.

આ પુસ્તકમાંની હકીકત ગઇ સાલ મેટ્રીક વર્ગના વિદ્યાર્થીઓને 'નોટસ' તરીકે આપવામાં આવી હતી અને તે તેમને પરીક્ષા વખતે અત્યંત ઉપયોગી જણાઇ હતી. આ વર્ષે પણ વિદ્યાર્થીઓની તે માટે માગણી હોવાથી તેમના આગ્રહને માન આપી એ હકીકત પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરીએ છીએ, જેથી અન્ય વિદ્યાર્થીઓ પણ તેનો લાભ લઇ શકે.

આ પુસ્તકમાં કાંઇ સુધારો વધારો કરવાનું કોઇ મિત્ર સ્નેહભાવે સૂચવશે તો તે પર બીજી આવૃતિ વખતે ખાસ લક્ષ આપવામાં આવશે. આ પુસ્તક ગુજરાતી વિદ્યાર્થીઓ ઉપરાંત ગુજરાતી જાણનાર પ્રજા વર્ગને પણ ઉપયોગી થશે એવી ઇચ્છા સાથે.

કઠોર ડીસેમ્બર ૧૯૨૭ } લેખકો.

# બ્રીટીશ રાજ્યબંધારણનો ઇતિહાસ.

## પ્રકરણ ૧ લું.

બ્રીટીશ રાજ્યબંધારણની એક સંપૂર્ણ વ્યાખ્યા આપવી એ ઘણું મુશ્કેલ છે, પરન્તુ સામાન્ય વર્ગને સમજવા માટે તેનો અર્થ આ પ્રમાણે આપી શકાય—બ્રીટીશ રાજ્ય બંધારણ એટલે બ્રીટીશ રાજાના ખાસ હક (Privileges) અને સત્તા, તેમજ બ્રીટીશ પ્રધાન મંડળ (Cabinet), પાર્લામેન્ટની બન્ને સભાઓ અને ન્યાયકોર્ટોનો પરસ્પર સંબંધ તથા અધિકાર મુકરર કરનારા કાનુનો અને નિયમોનો સમૂહ.

**અર્થ**

બ્રીટીશ રાજ્યબંધારણનો ઇતિહાસ એટલે બ્રીટીશ પ્રધાન મંડળ, પાર્લામેન્ટ અને ન્યાયકોર્ટોની ઉત્પત્તિ, તેની સત્તામાં દિન પ્રતિદિન થતો જતો વધારો, તેમજ હાલના રાજ્ય વહિવટમાં તે દરેકનો દરજ્જો, અધિકાર, તથા કાર્યપધ્ધતિનું સવિસ્તર વર્ણન.

પ્રાચિન સમયમાં ઇંગ્લાંડની ભૂમિપર અનેક નાનાં રાજ્યો હતાં અને તે દરેકના તાબામાં થોડો થોડો મુલક હતો. વખત જતાં આ નાનાં નાનાં રાજ્યોને જીતી લઈ નવમા સૈકામાં આખા દેશ ઉપર એજબર્ટ નામનો એક મહારાજા રાજ્ય કરવા લાગ્યો. આ એજબર્ટ પ્રથમ વીસેક્સનો રાજા ( King of Wessex ) એ નામથી ઓળખાતો પણ પાછળથી તેણે અંગ્રેજોનો રાજા (King of the English) એ પદ ધારણ કર્યું. એના વખતમાં સઘળી સત્તા રાજાના હાથમાં હતી. રાજા તેની મરજી પ્રમાણે સંધિ અગર વિગ્રહ કરી શકતો, અને ન્યાય આપવાનું કામ પોતે જાતે કરતો, અગર તો તે માટે જુદા અમલદાર નીમી તેમને એ કામ સોંપતો. દેશના કારભારમાં જો કે રાજાની મરજી સર્વોપરી ગણાતી તો પણ સાધારણ રીતે દેશના ડાહયા માણસોની સલાહ લેવામાં આવતી. આ ઉપરથી એટલું સિધ્ધ થાય છે કે રાજાની પોતાની મંજુરી સિવાય રાજ્યના વહિવટમાં કોઈ પણ કામ થઇ શકતું નહિ.

**પૂર્વ ઇતિહાસ.**

હવે વખત જતાં રાજ્યનો કારભાર ગુંચવણ ભર્યો થવા લાગ્યો, અને એક માણસ જાતે દરેક કામ પર પૂરતું લક્ષ આપી

શકે એ અસંભવિત જણાયું. તેથી રાજાએ ન્યાય આપવાનું કામ તેને બદલે તે માટે ખાસ નીમેલા તેના અમલદારોને સોંપ્યું. વળી રાજ્યના ધારા બાંધવાના કામમાં પણ તેને દેશના ધર્માચાર્યો, તથા અમીરો ઉમરાવોની સલાહની જરૂર જણાઇ. આ રીતે વખત જતાં રાજ્યના ધારાઓ દેશના ડાહ્યા પુરૂષોને હાથે ઘડાવા લાગ્યા. આ ડાહ્યા પુરૂષો એક સભાના રૂપમાં ભેગા બેસતા હતા, જે પ્રથમ 'વીટનાજીમોટ' (Witanagemot) એ નામથી ઓળખાવા લાગી; પરંતુ પાછળથી તે સભા પ્રજાકિય મંડળ (National Council) એ નામથી જાણીતી થઇ. હવે રાજાના હાથમાં ફકત કારોબારી સત્તાજ રહી હતી અને તે કામ માટે પણ તેને કાબેલ અમલદારોની મદદ લેવી પડતી હતી. એ પ્રમાણે વ્યવસ્થા હોવા છતાં અમલદારોના ઠરાવો ઉપર વિવાદ સાંભળી છેલ્લી દાદ આપવાની સત્તા રાજા અને પ્રજાકિય મંડળે પોતાના હાથમાં રાખી હતી. રાજ્યવહિવટ માટે એક ખાતાને બીજાથી છૂટા પાડવાનુ કામ ઓગણીસમી સદી સુધી ચાલ્યું. તે પછી ન્યાય ખાતાને કારોબારી ખાતાથી અલગ કરી કારાબોરી ખાતાને બ્રીટીશ ધારા સભાની સત્તા નીચે મૂકવામાં આવ્યું આ ધારાસભા British Parliament એ નામથી ઓળખાય છે.

## પ્રકરણ ૨ જું

### કારોબારી મંડળ (Executive)

બ્રીટીશ કારોબારી મંડળના અનુક્રમે (૧) રાજા (૨) પ્રધાન મંડળ અને (૩) કાયમી અમલદાર વર્ગ (Permanent Civil Service) એવા ત્રણ ભાગ થઇ શકે છે.

બ્રીટીશ રાજ્ય બંધારણમાં રાજાનું સ્થાન પહેલાં જેવું નથી. રાજા અત્યારે રાજયનો માલિક ગણાતો નથી, પરંતુ તે એક મોટો રાજયસેવક લેખાય છે. રાજયના કાયદાને

**રાજાનું સ્થાન**

તે એક ગરીબમાં ગરીબ પ્રજાજન જેટલો આધીન છે. રાજયની સઘળી સતા પ્રધાન મંડળ (Cabinet) ના હાથમાં છે. આ મંડળના સભાસદો આમવર્ગના નેતાઓ છે. બ્રીટીશ રાજયની ત્રણ એસ્ટેટસ (Estates)માં જો કે રાજા પહેલી એસ્ટેટ ગણાય છે તો પણ તેની સત્તા માત્ર નામનીજ

છે. રાજા તેના પ્રધાનોની સંમતિ સિવાય કાંઇપણ કરી શકતો નથી. પાર્લામેન્ટની મંજુરી સિવાય રાજાએ કરેલો હુકમ કોઇને બંધન કર્તા નથી; તેમજ કોઇપણ માણસને રાજ્યના સાધારણ કાયદા માનવાની ફરજમાંથી મુકત કરવાની તેની સત્તા નથી.

રાજાનું સ્થાન આ પ્રમાણે હોવા છતાં તેનો દરજ્જો કાંઇ કમી નથી. નિયમ પ્રમાણે સઘળી કારોબારી સતા તેના હાથમાં ગણાય છે, તેથી પ્રધાનોને દરેક વિષયમાં તેની સલાહ લેવી પડે છે; તેમજ કોઇ પણ કામ તેની જાણ બહાર થઇ શકતું નથી આ ઉપરાંત

**રાજાના ખાસ હકકો**

રાજાને નીચે પ્રમાણે કેટલાક ખાસ હક્ક છે. (૧) પાર્લામેન્ટ બોલાવવી તેમજ તેને રજા આપવી, (૨) વિગ્રહ જાહેર કરવો તેમજ સંધિ કરવી, (૩) રાજ્યના નોકરોને બરતરફ કરવા, (૪) કોઇપણ ખરડો ના મંજુર કરવો (Veto), (૫) ગુન્હેગારોને માફી આપવી, (૬) કોઇપણ સખ્સને ઉમરાવની પદવી આપવી અને (૭) કોઇપણ સ્થળમાં વિશ્વ વિદ્યાલય સ્થાપવું.

રાજાને જો કે ઉપર બતાવેલા ખાસ હકકો છે, તો પણ યાદ રાખવું જોઇએ કે એમાંનો કોઇપણ હક્ક તે પ્રજાના સામાન્ય અભિપ્રાયની વિરૂદ્ધ જઈને વાપરી શકે નહિં.

રાજા પક્ષાપક્ષથી પર છે અને તે કોઇને અન્યાય કરી શકતો નથી; એનું કારણ એ છે કે રાજયની સઘળી જવાબદારી તેના પ્રધાન મંડળ ઉપર અને ખાસ કરીને તેના મુખ્ય પ્રધાન ઉપર છે. નૌકા, લશ્કર, ધર્મ અને પરદેશ ખાતાને લગતી બાબતોમાં રાજા સ્વતંત્ર પણે કામ કરી શકે છે. સામાજીક બાબતોમાં રાજા ઘણી લાગવગ ધરાવે છે, અને સૌથી મહત્વનું તો એ છે કે રાજા પ્રજાપ્રિય અને સામ્રાજયની એકતાની મૂર્તિ રૂપ છે. બ્રીટીશ મહારાજયના સંસ્થાનોની તેમજ તાબાના મુલકની પ્રજા તેને પોતાના રાજા તરીકે માને છે.

**રાજાની જરૂર**

## પ્રકરણ ૩ જું.

### પ્રધાન મંડળ. (Cabinet)

પાર્લામેન્ટની આમની સભાની ચુંટણી પૂરી થયા પછી તે

**બંધારણ.**

સભામાં જે પક્ષ બહુમતિ ધરાવતો હોય તેના આગેવાનને રાજા મૂખ્ય પ્રધાન પદ આપી, રાજ્ય વહીવટ માટે પોતાનું મંડળ ગોઠવવાનું આમંત્રણ આપે છે. તે પોતાના પક્ષમાંથી સભાસદો નીમી પ્રધાન મંડળ બનાવે છે અને પોતે તેનું પ્રમુખપદ લે છે. આ પ્રધાન મંડળને 'કેબીનેટ (Cabinet) કહે છે આ મંડળમાં આશરે ૨૦ સભાસદો હોય છે અને તેઓમાંના દરેકને એક એક ખાતાનો વહીવટ સોંપવામાં આવે છે. આ મંડળમાંના કેટલાક મૂખ્ય સભાસદો નીચે પ્રમાણે છે. (૧) ધી લૉર્ડ હાઈ ચૅન્સેલર (The Lord High Chancellor) (૨) ધી લૉર્ડ પ્રીવીસીલ (The Lord Privy Soa) (૩) ધી ફર્સ્ટ લૉર્ડ ઓવ ધી ટ્રેઝરી (The First Lord of the Treasury) (૪) ધી ચૅન્સેલર ઓવ ધી એક્સ્ચેકર (The Chancellor of the Exchequer) (૫) ધી પોસ્ટ માસ્ટર જનરલ (The Post Master General) (૬) જુદા જુદા ખાતાના વજીરો (Secretaries of State) (૭) જુદી જુદી બોર્ડોના અધ્યક્ષો (Presidents of Boards). આ પ્રધાન મંડળનો હિન્દી વજીર (Secretary of state for India) પણ એક સભાસદ છે. હાલ હિન્દી વજીરના હોદ્દા ઉપર લૉર્ડ બર્કનહેડ છે.

**ખાસ લક્ષણ**

પ્રધાન મંડળનું ખાસ લક્ષણ એ છે કે તેના દરેક સભાસદના કામકાજ માટે આખું મંડળ જવાબદાર છે. આખું મંડળ એકજ વ્યકિત હોય એમ વર્તે છે; અને તેના ઠરાવો એક મતે બહાર પડે છે. આ ઠરાવોને Orders in Council કહે છે, અને તે દરેક ખાતોને માન્ય રાખવા પડે છે. પ્રધાન મંડળમાં મૂખ્યપ્રધાન ઘણી અગત્યની વ્યકિત છે. જો તે પોતાના હોદ્દાનું રાજીનામુ આપે તો આખું મંડળ તેની સાથે હોદ્દો છોડી ચાલ્યું જાય છે. પ્રધાન મંડળે રજુ કરેલો કોઈ પણ ખરડો આમની સભા નામંજુર કરે, ત્યારે આ પ્રમાણે હોદ્દો છોડી જવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે.

ગ્રેટબ્રીટનની અંતર તેમજ પરદેશની રાજનીતિને લગતા સઘળા સવાલોની ચર્ચા પ્રથમ પ્રધાન મંડળમાં અને તે પછી

**કામકાજ** દરખાસ્ત રૂપે આમની સભામાં મંજુરી માટે રજુ થાય છે, અને આમની સભામાં મંજુર થયા પછી તે રાજાની સંમતિ માટે જાય છે.
આ ઉપરાંત પ્રધાનમંડળ (Cabinet) રાજ્યનું અંદાજ પત્ર (Budget) તૈયાર કરે છે, અને ટુંકાણમાં રાજ્યના દરેક કાયદાનો ખરડો સાધારણ રીતે તેના તરફથી રજુ થાય છે. આખા રાજ્ય વહિવટમાં આ મંડળ સર્વ સત્તાધિકારી છે.

મૂખ્ય પ્રધાન એ પ્રધાન મંડળ (Cabinet) નો અધ્યક્ષ છે. તેની પ્રધાન મંડળ ઉપર સંપૂર્ણ સત્તા છે. તે મરજીમાં આવે તો પ્રધાન મંડળમાંથી ગમે તે સભાસદને રજા આપી શકે, તેમજ બીજાને નીમી શકે છે. કોઇ પ્રસંગે પોતાના મંડળે રજુ કરેલો ખરડો અમીરોની સભા (House of Lords)ના મંજુર કરશે એવું તેને જણાય તો તે ખરડાને અનુમતિ આપે એવા નવા અમીરો બનાવવાની તે રાજાને સલાહ આપે છે; તેમજ પ્રસંગ આવે ચાલુ આમની સભાને રજા આપી નવી ચુંટણી ફરમાવવાની તે રાજાને સલાહ આપે છે.

**મુખ્ય પ્રધાન અને તેની સત્તા.**

## પ્રકરણ ૪ થું

### કાયમી અમલદાર વર્ગ (Permanent Civil Service)

બ્રીટીશ રાજ્ય વહિવટ ખરૂં જોતાં તેના કાયમી અમલદારોથીંજ ચાલે છે. જો કે પ્રધાનો જુદા જુદા સરકારી ખાતાઓના વડાઓ તરીકે કામ કરે છે, પરંન્તુ અમુક પક્ષની સત્તા બદલાતાં તે પક્ષનું આખું પ્રધાન મંડળ હોદ્દા પરથી ખસી જાય છે તેમ આ કાયમી અમલદારોમાં ફેરફાર થતો નથી. તેમની નીમણુંકને રાજકીય બનાવો સાથે કશો સંબંધ નથી પ્રધાનો સાધારણ રીતે ફક્ત કાયમી અમલદારોના કામકાજ ઉપર દેખરેખ રાખે છે, પણ કાબેલ પ્રધાન આ અમલદારો પાસે ધાર્યું કરાવી શકે છે અને નબળો પ્રધાન અમલદારોથી દોરવાઇ જાય છે.

પ્રત્યેક ખાતાનો વહિવટ કાયમી અમલદારોના હાથમાંજ હોય છે એ સત્ય, પરન્તું દરેક વર્ષની આખરે જ્યારે પ્રત્યેક ખાતાનું

નવા વર્ષનું અંદાજ પત્ર પાર્લામેન્ટની મંજુરી માટે રજુ થાય, તે વખતે તે ખાતાના કામકાજ ઉપર ચર્ચા અગર સમાલોચના કરવાની પાર્લામેન્ટને તક મળે છે. આમની સભાને અમુક ખાતાના કામકાજથી સંતોષ થતો ના હોય તો તે સભાનો ગમે તે એક સભાસદ સદરહુ ખાતાના ઉપરી પ્રધાનના પગારમાં ઘટાડો કરવાની દરખાસ્ત મૂકે છે, અને તે દરખાસ્ત પસાર કરી આમની સભા પોતાની નાપસંદગી જતાવી શકે છે. આ ઉપરથી માલમ પડશે કે દરેક ખાતા ઉપર છેલ્લી સત્તા પાર્લામેન્ટની રહે છે. અને તે કોઈ પણ ખાતાનો વહિવટ પોતાની મરજી પ્રમાણે કરાવી શકે છે.

## પ્રકરણ ૫ મું

### કાયદા બાંધનાર મંડળ (Legislature)

### (૧) અમીરોની સભા (House of Lords)

**પુર્વ ઈતિહાસ**

અમીરોની સભાનો ઇતિહાસ એટલે એડવર્ડ ૧ લા ના વખતથી ઇ૦ સ૦ ૧૮૩૨ સુધી તે સભાની સંખ્યા અને સત્તામાં દિનપ્રતિદિન વધારાનો ઇતિહાસ અને હેન્રી ૮ માના વખતમાં એ સભામાં પ્રથમ ૪૮ ધર્માચાર્યો અને ૩૮ ઉમરાવો બેસતા હતા. પરન્તું હેન્રીએ મઠોનો નાશ કર્યા પછી ધર્માચાર્યોની સંખ્યા માત્ર ૨૬ની રહી. આ સંખ્યા ત્યારથી અત્યાર સુધી ઘણું ખરૂં કાયમ રહી છે. ઉમરાવોની સંખ્યા માટે કાંઇ પણ હદ નક્કી નથી; કારણકે રાજાની મરજી ફાવે ત્યારે તે નવા ઉમરાવો બનાવી શકે છે. આ ઉમરાવોની સંખ્યામાં દીવસે દીવસે વધારો થતો રહયો છે. અને અત્યારે તે સંખ્યા ૭૦૦ સુધી પહોંચી છે.

**બંધારણ**

એડવર્ડ ૧ લાના વખતમાં સાધારણ ઉમરાવની લાયકાત માટે તેની પાસે રાજયની ઇનામી જમીન હોવી જોઇએ, તેમજ પ્રસંગ આવે તેણે રાજાને લશ્કરની મદદ આપવી જોઇએ એવો ધારો હતો. વખત જતાં આ લાયકાત તરફ દુર્લક્ષ અપાવા લાગ્યું, અને અત્યારે રાજા કોઇપણ માણસને સનંદ આપીને અમીર બનાવી શકે છે. આ સનંદથી તે અમીરના પોતાના હક્ક નક્કી કરવામાં આવે છે; એટલુંજ નહી પરન્તું તેના પછી એ સનંદ પ્રમાણે કોને તેનો ઉત્તરા-

–[ઉ]ધિકારી ગણુવો તે પણુ નક્કી કરવામાં આવે છે. જુના વખતમાં રાજાને માત્ર જીંદગી પર્યન્તાજ ઉમરાવો બનાવવાની સતા હતી, પરંન્તુ એ પ્રથાબંધ થઇ ગઇ છે. અને હવે રાજા વંશપરંપરાના ઉમરાવો પણુ બનાવી શકે છે.

અમીરોની સભાની પ્રથમ સતા ન્યાય આપવાની છે. આ સતા તેને ફ્યુડલ સમયની પ્રાચીન મહાસભા (Great Council) પાસેથી વારસામાં મળેલી છે. દરેકે દરેક દીવાની મુકરદમા માટે આ સભા છેલ્લી વિવાદન્યાયાધિશી ગણુાય છે. ન્યાય આપવાનું કામ સભામાંથી ૪ ન્યાય મૂર્તિ–ઉમરાવો (Law Lords) કરે છે. આ ઉમરાવો એ પદ ઉપર તેમની હયાતી સુધી રહે છે. અને તેમને સાધારણુ વિવાદ ન્યાયધીશો (Lords of Appeal in Ordinary) કહે છે. કેટલીક વખત આ ન્યાયધીશોને લૉર્ડ ચેન્સેલર તેમજ ન્યાય ખાતાનો અનુભવ ધરાવતા બીજા ઉમરાવો મદદ કરે છે.

**સત્તા**

કાયદા ઘડવાની અને કર નાખવાની બાબતમાં આ સભાને પ્રથમ આમની સભાના જેટલાજ અને કેટલીક વખતે તેના કરતાં પણુ વિશેષ હક્ક હતા. ચૌદમા સૈકા પહેલાં કોઇપણુ કાયદો ઘડવો હોય તો આમની સભાની તે માટે અરજી આવેથી રાજા ઉમરાવોની સભાની સંમતિ લઇ તે પ્રમાણે કાયદો ઘડતો; પરંતુ થોડાજ વખતમાં રાજાને આમની સભાની પણુ સંમતિ લેવાની જરૂર જણુાઇ, અને તેથી બન્ને સભાને સરખા દરજ્જા ઉપર મૂકવામાં આવી. હાલના રાજ્ય બંધારણુમાં આ સભાનું સ્થાન ઇ૦ સ૦ ૧૯૧૧ના પાર્લામેન્ટ એકટથી મુકરર થયું છે. એ કાયદા પ્રમાણે આ સભાનું સ્થાન આમની સભાના કરતાં ઉતરતા દરજ્જે મુકાયલું છે.

કર નાખવાની બાબતમાં આ સભાની સત્તામાં ધીમે ધીમે ફેરફાર થયો છે. એક વખત એ સભા કર નાખવાનો ઠરાવ સ્વતંત્ર પણે કરી શકતી, પરન્તુ પાછળથી તેનો તે સ્વતંત્ર હક્ક જતો રહયો, અને તેને બદલે એવું કર્યું કે એ સભા આમની

સભાની સાથે મળીને કર નાખવાની દરખાસ્ત પસાર કરી શકે. આવી જાતની ગોઠવણુથી શરૂઆતમાં કોઇપણ મુશ્કેલી જણાતી નહતી, કારણકે એક વખત અમીરોની સભા આમની સભા ઉપર સંપૂર્ણ લાગવગ ધરાવતી હતી; પરન્તુ જેમ જેમ આમની સભા બળવાન થતી ગઈ તેમ તેમ એ બન્ને સભાઓ વચ્ચે હક્ક માટે રસાકસી થવા લાગી અને ઈ૦ સ૦ ૧૯૦૯માં તો એ ઝઘડાની પરિસીમાં આવી; જે ઉપરથી ઇ૦ સ૦ ૧૯૧૧માં એક કાયદો પસાર કરી બન્ને સભાઓનું સ્થાન મુકરર કરવામાં આવ્યું. આ કાયદાથી એવું ઠરાવવામાં આવ્યું છે કે કોઈપણ ખરડો આમની સભામાંથી પસાર થઇ અમીરોની સભામાં મંજુરી માટે રજુ થાય અને તેને એ સભા સતત બે બેઠકોમાં નામંજુર કરે અને જો આમની સભા તેને ત્રીજીવાર પસાર કરે તો અમીરોની સભાની વિરૂધ્ધતા છતાં એ ખરડો રાજાની સંમતિથી કાયદો થઈ શકે છે.

**હાલ અમીરોની સભાની સતા.**

આ ઉપરથી એમ માનવું ના જોઇએ કે અમીરોની સભા માત્ર શોભા રૂપ છે. એ સભાની પણ ખાસ જરૂર છે, કારણ આમની સભાએ કોઇ પણ ખરડો ઉતાવળમાં, સંપૂર્ણ વિચાર કર્યા વગર પસાર કર્યો હોય તો તેમાં એ સભા ફેરફાર કરી શકે છે, અગર તેને તરતજ કાયદો બનતો અટકાવી શકે છે. આ ઉપરાંત તે આમની સભાને શાંત, ગંભીર સલાહ આપી શકે છે. વળી આ સભા કેટલાક મહત્વના વિષયમાં મતભેદને પ્રસંગે પ્રધાન મંડળને આમની સભાની નવેસર ચુંટણી કરવાની ફરજ પાડી શકે છે.

## પ્રકરણ ૬ ઠું

### આમની સભા (House of Commons,)

તેરમા સૈકાની આખરે એડવર્ડ ૧લાએ એક પાર્લામેન્ટ બોલાવી. એ પાર્લામેન્ટમાં પ્રથમજ ધર્માચાર્યો તથા ઉમરાવો ઉપરાંત આમ

વર્ગના પ્રતિનિધિઓને બેઠક મળી. લોકોના

**પૂર્વ ઇતિહાસ.** પ્રતિનિધિઓને પાર્લામેન્ટમાં બેઠક આપવાની આ પદ્ધતિમાં દિવસે દિવસે વધારો થતો ગયો અને તે વધતાં વધતાં હાલની આમની સભાની સ્થિતિ સુધી આવી છે. પ્રથમ જે ધર્માચાર્યો પાર્લામેન્ટમાં બેસતા હતા તેમણે પોતાની સત્તા આમની સભાને સોંપી દીધી અને ત્યારથી માત્ર આમની અને ઉમરાવોની એમ બે સભાઓ રહી છે.

આમની સભામાં પ્રજાના ચુંટેલાં પ્રતિનિધિઓ બેસે છે. તેમની સંખ્યા ૬૧૫ છે. તેમાં ઇંગ્લૅંડ અને વેલ્સ તરફથી પ૨૮, સ્કોટલૅંડ તરફથી ૭૪ અને અલ્સ્ટર તરફથી ૧૩

**બંધારણ.** પ્રતિનીધીઓ છે. પાર્લામેન્ટમાં પ્રતિનીધી ચુંટવાનો હક્ક અર્થાત મતાધિકાર (Vote) દરેક ૨૧ વર્ષ ઉપરની ઉમરના પુરૂષને મળેલો છે; તેમજ ૩૦ વર્ષ ઉપરની ઉંમરની દરેક સ્ત્રીને પણ આ હક્ક છે. ફક્ત સ્ત્રીઓની બાબતમાં એક વધારે લાયકાતની જરૂર એ રહે છે કે, તેની પાસે ઓછામાં ઓછા ૫ પૌંડની મિલ્કત હોવી જોઇએ. ચુંટણીના કામને માટે આખા દેશના સરખા વિભાગ કરવામાં આવેલા છે; અને તે દરેક વિભાગમાંથી વસ્તીના પ્રમાણમાં ૧ અથવા ૨ પ્રતિનિધિઓ ચુંટાય છે.

પંદરમાં સૈકા પછી આમની સભાને કાયદા માટે ખરડા રજુ કરવાનો હક્ક પ્રાપ્ત થયો; અને ત્યાર પછી પાર્લામેન્ટના કાયદાઓ રાજા, પાર્લામેન્ટમાં એકઠા મળેલા ધર્માચાર્યો,

**સત્તા** ઉમરાવો અને આમ વર્ગની સલાહથી કરે છે; આમની સભાને આ રીતે વખત જતાં અમીરોની સભા જેટલોજ દરજ્જો પ્રાપ્ત થયો; એટલું નહીં પરંતુ આગળ જતા તેમની સત્તા અને લાગવગમાં વધારો થતો રહયો; તે એટલે સુધી કે ઇ૦ સ૦ ૧૯૧૧માં આમ અને ઉમરાવોની સભાઓ વચ્ચે

હક્ક માટે ગંભીર તકરાર ઉભી થઇ. આ તકરારને પરિણામે ઇ૦ સ૦ ૧૯૧૧નો પાર્લામેન્ટ એક્ટ (Parliament Act of 1911) પસાર કરવામાં આવ્યો. આ કાયદા પ્રમાણે ઉમરાવોની સભા પાસેથી કોઇપણ ખરડાને નામંજુર કરવાનો હક્ક લઇ લેવામાં આવ્યો અને તેને બદલે ફક્ત તે કાયદાનો અમલ બે વર્ષ સુધી અટકાવી શકે એટલીજ સત્તા તેની પાસે રહેવા દેવામાં આવી; એટલે એક ખરડો આમની સભામાં પસાર થઇ અમીરોની સભામાં જાય; ત્યાં નામંજુર થઈ તે પાછો આમની સભામાં બીજી બેઠક વખતે આવે; બીજી વખત પણ અમીરોની સભા તેને નામંજુર કરે, એટલે પાછો તે આમની સભાની ત્રીજી બેઠકમાં આવે; અને જો એ બેઠકમાં આમની સભા તે પસાર કરે તો તે ખરડો રાજા પાસે સીધો રજુ થાય; અને અમીરોની સભાના વિરોધ છતાં રાજાની સંમતિથી તે કાયદો બને. આ પ્રમાણે આવજાવમાં બે વર્ષ વીતી જાય છે કારણકે પાર્લામેન્ટની સભાઓ વર્ષમાં બેવારજ મળે છે. આ રીતે જોતાં કાયદા ઘડવાની બાબતમાં આમની સભાની સત્તા સામાન્ય રીતે સર્વોપરિ મનાય છે. આ ઉપરાંત પાર્લામેન્ટ એક્ટનો બીજો સુધારો એ થયો છે કે પાર્લામેન્ટની મુદત ૭ વર્ષને બદલે ૫ વર્ષની ઠરાવવામાં આવી છે.

**કાયદો પસાર કરવાની રીત**

સૌથી પ્રથમ જે કાયદો પસાર કરવાનો હોય તેનો ખરડો ગમે તે કોઈ સભામાં, સભાની મંજુરીથી દાખલ કરવામાં આવે છે. એને પહેલું વાચન (First Reading) કહે છે. આ વાચનમાં પસાર થયા પછી તે ખરડો છપાવીને સભાસદોમાં ફેરવવામાં આવે છે, અને બીજી વારના વાચન માટે તારીખ નક્કી કરવામાં આવે છે, બીજી વારના વાચનમાં આ ખરડો પસાર કરવો જોઇએ કે કેમ તે વિષય ઉપર મુખ્યત્વે કરીને ચર્ચા થાય છે, અને મત લેવાય છે. જો ખરડો આ બીજા વાચનમાંથી પણ પસાર થાય તો તે પછી આખી સભા તેની કલમવાર ચર્ચા કરવા અને તે પર મત લેવા બેસે છે. આ ચર્ચા કરતી વખતે સભા સમીતિ

(Committee)ના રૂપમાં ફેરવાઈ જાય છે. આ સમીતિમાં પણ સઘળા સભાસદો હાજર હોય છે; માત્ર તે સભા તેના સાધારણ પ્રમુખ (Speaker)ની જગ્યાએ એક ખાસ અધ્યક્ષ (Chairman) નીમે છે. સંમીતિમાં ખરડો સુધારો વધારા સાથે પસાર થયા બાદ તે સભા સમક્ષ ત્રીજા વાચન માટે રજુ કરવામાં આવે છે. જો ખરડો ત્રીજા વાચનમાંથી પસાર થાય તો તે એક સભામાં પસાર થયો ગણાય; અને તે પછી તેને બીજી સભા સમક્ષ રજુ કરવામાં આવે. ત્યાં પણ તે ખરડો આવીજ રીતે ત્રણ વાચનમાંથી પસાર થાય તો પછી તે ખરડો રાજા આગળ મંજુરી માટે રજુ થાય છે, અને તેને રાજાની મંજુરી મળ્યા પછી તે કાયદાના રૂપમાં બહાર પડે છે. આ ઠેકાણે એટલું યાદ રાખવું જોઇએ કે એક સભામાંથી પસાર થએલા ખરડામાં બીજી સભા સુધારા વધારા સુચવી શકે છે, પરન્તુ તે પ્રમાણે સુધારા થવા તે ખરડો જે સભામાં પ્રથમ રજુ થયો હોય ત્યાંજ આવવો જોઇએ.

સત્તા

કર નાખવાની બાબતમાં અત્યારે આમની સભાની સત્તા સર્વોપરિ મનાય છે. નાણાં સંબંધી બધા ખરડા પ્રથમ આમની સભામાંજ રજુ થાય છે, અને ત્યાં પસાર થયા પછી અમીરોની સભા સમક્ષ ફક્ત ચર્ચા માટે રજુ થાય છે, અમીરોની સભાને તેમાં કોઇપણ જાતનો સુધારો વધારો કરવાની તેમજ ખરડાને એક માસ કરતાં વધારે વખત રોકી રાખવાની સત્તા નથી.

આ પ્રમાણે કાયદા બાંધવાની સત્તા ઉપરાંત આમની સભાને કેટલી વધારે સત્તા છે. તે સભા કોઇપણ ખાતાના કામકાજ વિષે પ્રધાન મંડળને સવાલો પૂછી શકે છે, તેમજ સરકારના કોઇપણ ખાતાની નીતિ વિષે ચર્ચા કરી ઠરાવો પસાર કરી શકે છે.

દર વર્ષની શિયાળાની બેઠકમાં નાણાં ખાતાનો પ્રધાન (Chancellor of the Exchequer) બીજા વર્ષ માટે આવક

**અંદાજ પત્ર (Budget)** જાવકના અંદાજી આંકડા આમની સભા સમક્ષ રજુ કરે છે, એને અંદાજ પત્ર (Budget) કહે છે. આમની સભાની આખી સમિતી (Committee of Supply) આ અંદાજ પત્ર ઉપર ચર્ચા ચલાવે છે. આ ચર્ચા દરમિયાન કોઇપણ ખાતાના કામકાજ ઉપર ચર્ચા અગર ટીકા કરવાની સભાને અમૂલ્ય તક મળે છે. કોઈપણ ખાતાના કામકાજ ઉપર ટીકા કરવા માટે સાધારણ રીત એ છે કે તે ખાતાના ઉપરી પ્રધાનના પગારમાં ઘટાડો કરવાની દરખાસ્ત લાવવી.

આ પ્રમાણે અંદાજ પત્રમાં દર્શાવેલી ખર્ચની વિગતો પર ચર્ચા થયા બાદ નાણાં ખાતાનો પ્રધાન આવતા વર્ષની આવક માટે નાખવાના કરોની દરખાસ્ત લાવે છે. આ દરખાસ્ત ઉપર પણ આખી સભાની સમીતિ (Committee of Ways and Means) ચર્ચા ચલાવે છે. આ પ્રમાણે બન્ને રીતે પસાર થયા પછી તે અંદાજ પત્ર અમીરોની સભામાં રજુ કરવામાં આવે છે. અમીરોની સભાને આ અંદાજ પત્ર નામંજુર કરવાનો કે તેમાં સુધારો વધારો કરવાનો હકક નથી.

## પ્રકરણ ૭ મું

### ન્યાય પધ્ધતિ. (Judiciary)

હાલની બ્રીટીશ ન્યાય પધ્ધતિ ઇ૦ સ૦ ૧૮૭૩ થી ૧૮૯૪ના સુધારા ઉપર રચાયલી છે. ન્યાય ખાતામાં ફોજદારી અને દિવાની

**રચના** એવા બે મૂખ્ય વિભાગ છે. રાજ્ય અગર સમાજ વિરૂધ્ધના ગુન્હાઓનો ઇન્સાફ ફોજદારી ન્યાય ધિશીઓમાં થાય છે; અને વ્યકિતઓના ખાનગી વ્યવહાર સંબંધી દાવાઓનો ચુકાદો દિવાની ન્યાયધિશીઓ આપે છે. ફોજદારી તેમજ દિવાની વિભાગમાં પ્રથમ સ્થાનિક અદાલત, તે ઉપર મૂખ્ય અદાલત, અને તે બધા ઉપર એક વડી વિવાદી અદાલત એ પ્રમાણે ક્રમ છે.

દિવાની વિભાગમાં નાનામાં નાની ન્યાયધિશીને "કાઉન્ટીકોર્ટ" કહે છે. ઇંગ્લાડમાં આવી કોર્ટો સુમારે ૫૦૦ છે. આવી કેટલીક કાઉન્ટીકોર્ટો ઉપર એક ફરતી ન્યાયાધિશી 'સરકીટ-કોર્ટ' (Circuit Court) હોય છે. અને તેના ન્યાયધિશની નીમણુંક લૉર્ડ ચૅન્સેલર કરે છે. આ ન્યાયધિશીમાં પંચ (Jury)ની મદદ સિવાય કામ ચાલે છે. અને તેમાં ૧૦૦ પાઉન્ડ સુધીના દાવાઓ ચુકવવામાં આવે છે. સરકીટ કોર્ટના ઉપર હાઇકોર્ટ હોય છે. જેમાં નવા દાવાઓ દાખલ થઇ શકે છે, તેમજ કાઉન્ટી કોર્ટના ઠરાવો ઉપર વિવાદ ચાલી શકે છે. હાઇકોર્ટના ઠરાવો ઉપર વિવાદ (Appeal) અમીરોની સભામાં ચાલે છે. કાઉન્ટી કોર્ટો ઉપરાંત કેટલીક ખાસ ન્યાયાધિશીઓ પણ છે—દાખલા તરીકે લૅન્કેસ્ટરમાં 'ચેન્સરી કોર્ટ' છે.

**દિવાની ન્યાય વ્યવસ્થા**

હાલમાં દિવાની દાવા માટે ફક્ત એકજ વડી અદાલત છે. આ વડી અદાલતના બે વિભાગ છે એકને 'હાઇકોર્ટ ઓવ જસ્ટીશ' (High Court of Justice) કહે છે અને બીજાને વિવાદી ન્યાય-ધિશી' (Court of Appeal) કહે છે. હાઇકોર્ટમાં કેટલાક પેટા વિભાગ આ પ્રમાણે છે( ૧) કીંગ્સ બેન્ચ ડીવીઝન (King's Bench Division); આ એકજ ન્યાયાધિશી જુની 'કીંગ્સ બેન્ચ' (King's Bench) 'કૉમનપ્લીઝ'(Common Lleas) એક્સ્ચેકર (Exchequer) અને નાદારી કોર્ટોના ઠેકાણે છે, અને તેમાં એક મૂખ્ય ન્યાયાધિશ (Lord Chief Justice) અને ૧૬ ઉપર ન્યાયાધિશો કામ કરે છે. (૨) 'ચેન્સરી ડીવીઝન' (Chancery Division) આ ન્યાયાધિશીમાં લૉર્ડ ચૅન્સેલર (Lords Chancellor) ઉપરાંત ૭ ઉપર ન્યાયાધિશો બેસે છે. (૩) 'પ્રોબેટ, ડાઇવોર્સ અને એડમીરેલ્ટી ડીવીઝન' (Probate Divorce and Admiralty Division) આ ન્યાયાધિશી વારસાઇના દાખલા આપવા, છુટાછેડા કરી આપવા તેમજ નૌકા ખાતા સંબંધી તકરારોનો ચૂકાદો આપવાનું કામ કરે છે અને તેમાં ન્યાય આપવાનું કામ એક પ્રમૂખ

અને એક ન્યાયાધિશ એમ બે માણસો કરે છે. સાધારણ રીતે આ દરેક વિભાગને ખાસ કામ સુપ્રત થએલું હોય છે, પરન્તુ તે વિભાગથી સુપ્રત થએલા કામ ઉપરાંત બીજુ કાંઇ કામ ન સાંભળી શકાય એવો ખાસ પ્રતિબંધ નથી. દરેક વિભાગમાં સામાન્ય કાયદેસર હક્ક (Legal Rights) તેમજ વિશેષ ન્યાયથી પ્રાપ્ત થતા હક્ક (Equitable Rights) જોવામાં આવે છે.

હાઈકોર્ટના ચુકાદા ઉપર વિવાદી ન્યાયાધિશ (Court of Appeal)માં ચાલે છે. આ વિવાદી ન્યાયાધિશીમાં લૉર્ડ ચૅન્સેલર, ઈંગ્લૅંડનો લૉર્ડ ચીફ જસ્ટીસ, પ્રોબેટ, ડાઈવોર્સ અને ઍડમીરેલ્ટી વિભાગનો પ્રમુખ, છ કાયમના ન્યાયાધિશો, ધી માસ્તર ઓવ ધી રોલ્સ (The Master of the Rolls) અને પાંચ બીજા વિવાદી ન્યાયાધિશો (Justices of Appeal) ન્યાયાસને બેસે છે. આ વિવાદી ન્યાયાધિશીના ચુકાદા ઉપર તેમજ સ્કોટલૅંડ અને આયરલૅંડની કોર્ટોના ચુકાદા ઉપર છેલ્લો વિવાદ અમીરોની સભામાં થઈ શકે છે.

**ફોજદારી ન્યાય વ્યવસ્થા**

ફોજદારી કામમાં ન્યાય આપવાની વ્યવસ્થા ટુંકામાં આ પ્રમાણે છે. સાધારણ નાના ગુન્હાઓમાં એક અથવા વધારે મેજીસ્ટ્રેટો આગળ સંક્ષિપ્ત તપાસ થઈ ચુકાદો આપવામાં આવે છે. આ મેજીસ્ટ્રેટોને જસ્ટીસીઝ ઓવ પીસ (Justices of Peace) કહે છે. આ મેજીસ્ટ્રેટોની નિમણુંક લૉર્ડ ચેન્સેલર કરે છે. આ મેજીસ્ટ્રેટો ઉપરાંત દરેક કાઉન્ટી કાંઉસીલનો પ્રમૂખ તેમજ દરેક શહેરમાં શહેર સભાનો પ્રમૂખ (Mayor) હોદ્દાની રૂએ મેજીસ્ટ્રેટ ગણાય છે. શહેર સભાનો પ્રમુખ હોદ્દો છોડયા પછી પણ એક બે વર્ષ સુધી આ અધિકાર ભોગવી શકે છે. આ મેજીસ્ટ્રેટોની સેશન સમક્ષ નાના ગુન્હાઓની તપાસ થાય છે. આવી સેશનો શહેરમાં દરરોજ અને પરગણાંમાં વર્ષમાં ચાર વખત બેસે છે. આ નાની સેશન કોર્ટો ઉપરાંત મોટા મોટા પરગણાંઓ માટે કવાર્ટર સેશન્સ કોર્ટો (Quarter Sessions)

અને હાઈકોર્ટની એસાઇઝીઝ (Assizes) અર્થાત્ સેશન કોર્ટો હોય છે. ખુન, રાજદ્રોહ અને તેના જેવા ગંભીર પ્રકારના ગુન્હાઓ સિવાયના ગુન્હાઓની તપાસ ક્વાર્ટરસેશન કોર્ટ કરી શકે છે. ક્વાર્ટરસેશન પંચની મદદથી અગર તે સિવાય પણ ચુકાદા આપી શકે છે.

ગંભીર ગુન્હાઓનો ચુકાદો લંડનની હાઈકોર્ટ અગર તે હાઈકોર્ટના તાબાની એસાઇઝીઝ કોર્ટો આપે છે. સાધારણ રીતે દરેક ફોજદારી ગુન્હાની તપાસ પંચની મદદથી કરવામાં આવે છે. આ પંચમાં સાધારણ રીતે ૧૨ માણસો રાખવામાં આવે છે.

છેક ઇ૦ સ૦ ૧૯૦૭ સુધી ફોજદારી કામના ચુકાદા ઉપર વિવાદ ચાલી શકતો નહી; પરંતુ તે વર્ષે ફોજદારી કામના ચુકાદા ઉપર વિવાદ સાંભળવા માટે હાઈકોર્ટના ૩ ન્યાયાધિશોની એક ફોજદારી વિવાદ ન્યાયાધિશીની યોજના કરવામાં આવી. આ ન્યાયાધિશી પંચની મદદ સિવાય તપાસ ચલાવે છે, અને તેને થએલી સજામાં ઘટાડો અગર વધારો કરવાની, તેમ જરૂર પડે વધારે પુરાવો લેવાની સત્તા છે. વળી નીચલી ન્યાયાધિશીના ચુકાદામાં સુધારો કરવાનો અગર તે ફેરવવાનો આ ન્યાયાધિશીને અધિકાર છે, પરન્તુ કોઈપણ સંજોગોમાં ફરી તપાસ ચલાવવાનો હુકમ કરવાનો તેને અધિકાર નથી.

બ્રીટીશ સામ્રાજ્યમાંની દરેક વડી અદાલતના ચુકાદા ઉપર રાજસભા (King's Council) રૂબરૂ વિવાદ થઇ શકે છે. આ વિવાદ સાંભળવા માટે એક ન્યાય સમીતિ (Judicial Committee of the Privy Council) નીમવામાં આવે છે. આ સમીતિના ફેંસલા રાજાને સલાહ રૂપે આપવામાં આવે છે.

## પ્રકરણ ૮ મું.

### સ્થાનિક સ્વરાજ્ય. (Local Self-Government)

ઇંગ્લૅંડમાં સ્થાનિક સ્વરાજ્યના બે વિભાગ છે: (૧) ગ્રામ્ય (Rural) સ્વરાજ્ય અને (૨) શહેર (Urban) સ્વરાજ્ય. ગ્રામ્ય

**ગ્રામ્ય સ્વરાજ્ય**

સ્વરાજ્ય માટે ગ્રામ્ય પંચાયત (Parish Councils) અને જીલ્લા પંચાયત (County Councils) એવી યોજના કરવામાં આવી છે. ૩૦૦ માણસ કરતાં વધારે વસ્તીવાળા ગામડાંને માટે ચુટાયલી

**ગ્રામ્ય પંચાયત**

ગ્રામ્ય પંચાયતની યોજના છે, અને એથી નાનાં ગામડાંનો સ્થાનિક વહીવટ એક નાની સમીતિ દ્વારા ચાલે છે.

**ગ્રામ્ય પંચાયતની ફરજ**

ગ્રામ્ય પંચાયતની મુખ્ય ફરજ નીચે પ્રમાણે છે. (૧) ગ્રામ્ય નોકરોની નિમણુંક કરવી. (૨) ગ્રામ્ય પંચાયતનાં નાણાંનો હિસાબ રાખવો અને (૩) ગામને સંબંધ કરતી સઘળી બાબતો ઉપર ધ્યાન આપવું.

અનેક ગામડાંઓના સમૂહને જીલ્લો (County) કહેવામાં આવે છે. આવા દરેક જીલ્લા માટે એક જીલ્લા પંચાયત (County Council)ની યોજના છે. આ પંચાયતને જીલ્લાને

**જીલ્લા પંચાયત તેની ફરજ**

લગતાં સઘળા કામ ઉપર દેખરેખ રાખવાની છે; જેમકે જીલ્લા પોલીસ, કેળવણી, આરોગ્યતા તથા સ્વચ્છતા માટે બંદોબસ્ત કરવો તેમજ જીલ્લાના ધર્માદા ફંડો તથા બીજા નાણાંનો વહિવટ કરવો તથા હિસાબ રાખવો, જીલ્લાના રસ્તા, પૂલ, મકાનો અને નાના નાના જમીનના

ટુકડાઓ લોકોની સગવડ માટે સંભાળવા તથા તેમાં સુધારા કરવા.

જીલ્લા પંચાયતના સભાસદોને જીલ્લાના કર ભરનારાઓ તરફથી ૩ વર્ષ માટે ચુંટવામાં આવે છે. આ સભાસદો તેમને મદદ કરવા પોતાની સંખ્યાના ⅙ જેટલા સદ્ગૃહસ્થો (Eldermen)ની ચુંટણી કરે છે. આ પ્રમાણે સભાસદો તરફથી ચુંટાયલા સદ્ગૃહસ્થોને કો–ઑપ્ટેડ (Co–opted) સભાસદો કહે છે.

**બંધારણ**

શહેર સ્વરાજ્યમાં ઇ૦ સ૦ ૧૮૩૫ના મ્યુનિસિપલ કોરપોરેશન એક્ટ મુજબ નવેસર રચના કરવામાં આવી છે. આ કાયદા પ્રમાણે મ્યુનીસિપલ વહિવટ શહેરીઓની સત્તા નીચે મૂકવામાં આવ્યો છે, અને તે માટે શહેરના કર ભરનારાઓ તરફથી એક સભાની ચુંટણી કરવામાં આવે છે. આ સભાનું કામકાજ જાહેર રીતે ચાલે છે. આ સભાના પ્રમુખને મેયર (Mayor) કહે છે.

**શહેર સ્વરાજ્ય**

આ સભા માટે સભાસદોની નવી ચુંટણી દર ત્રણ વર્ષે થાય છે, પરન્તુ દર વર્ષે ચુંટાયલા સભાસદોનો ⅓ ભાગ પોતાની જગ્યા છોડી જાય છે અને તેમને બદલે નવા સભાસદો ચુંટવામા આવે છે. ચુંટાયલા સભાસદો તેમને મદદ કરવા માટે શહેરીઓ માંથી બીજા સદ્ગૃહસ્થો (Eldermen)ની ચુંટણી કરે છે; અને એવી રીતે ચુંટાયલા સદ્ગૃહસ્થો ૬ વર્ષ સુધી સભામાં બેસી શકે છે. બધા સભાસદો તેમનામાંથી એકને સભાના પ્રમૂખ તરીકે ચુંટી કાઢે છે. આ પ્રમુખને 'મેયર' (Mayor) કહે છે.

શહેર સભાને માથે સામાન્ય રીતે શહેરીઓની તંદુરસ્તી, કેળવણી, સુખ સગવડ તેમજ સહીસલામતી જાળવવાની ફરજ છે;

**શહેર સભાની ફરજો**

અને તેટલા માટે તેને શહેરની પોલીસ, રસ્તાઓ ટ્રામ ગાડીઓ, બાગ બગીચાઓ, મારકીટો, જાહેર મિલકતો, સામાન્ય તેમજ ઉદ્યોગશાળા-ઓ, હોસ્પિટલો, પુસ્તકશાળાઓ, તથા સંગ્રહ-સ્થાનોની વ્યવસ્થા કરવા ઉપરાંત પાણી, વિજળી, અને ગૅસ પૂરાં પાડવા માટે બંદોબસ્ત કરવો પડે છે. આ કામ ઉપર દેખરેખ રાખવા જો કે સભામાંથી જુદી જુદી સમીતિઓ નીમ-વામાં આવે છે, પરંતુ ખરેખરૂં કામ શહેર સભાના અમલદારો અને કારકુનો તરફથીજ થાય છે.

## પ્રકરણ ૯ મું

### પાર્લામેન્ટમાં પક્ષો (Parties)

ઈંગ્લૅંડના રાજદ્વારી વાતાવરણમાં પાર્લામેન્ટના પક્ષો ઘણા-જ મહત્વના ગણાય છે. રાજ્યવહિવટ માટે ચોકસ પ્રકારના અભિપ્રાય ધરાવનારા અને તે પ્રમાણે વર્તન રાખનારા માણસો-નો એક પક્ષ બંધાય છે. અત્યારે રાજ્યદ્વારિ વાતાવરણમાં આવા ત્રણ પક્ષો છે. (૧) કોન્ઝરવેટીવ. (૨) લીબરલ. (૩) લેબર અર્થાત મજુર. જો કે દરેક પક્ષ દેશનું હિત સાચવવા માટે પ્રયત્ન કરે છે, પરન્તુ તે હિત શી રીતે સચવાય તે સંબંધી દરેકનો મત જુદો જુદો હોઇ તે માટેનાં સાધનો પણ જુદાં જુદાં પસંદ કરે છે. દાખલા તરીકે લીબરલ પક્ષ પાર્લામેન્ટનીજ સર્વો-પરિ સત્તા જોઈએ એવો અભિપ્રાય ધરાવે છે, ધર્મની, વેપારની છુટ અને સામાજીક સુધારાની હિમાયત કરનાર છે. એથી ઉલટું કોન્ઝર-વેટીવ પક્ષ રાજાના હક્ક તેમજ દેશના સ્થાપિત ધર્મનું રક્ષણ કરવાની અને ખેતીમાં સુધારા કરવાની હિમાયત કરનારો છે.

સતરમા સૈકામાં ઈંગ્લાંડમાં રાજા પ્રજા વચ્ચે અંતર વિગ્રહ થયો ત્યારથી રાજ્યદ્વારિ પક્ષોની શરૂઆત થઇ છે. એ વિગ્રહમાં જે પક્ષ રાજાની બાજુએ રહયો તે કેવેલીઅર્સ (Cavaliers) તરીકે અને પ્રજાની બાજુએ રહ્યો તે રાઉન્ડ હેડઝ (Round Heads) તરીકે ઓળખાયો. આગળ જતાં કેવેલીઅર્સ પક્ષ 'ટોરી' નામથી અને રાઉન્ડ હેડઝ પક્ષ 'વ્હીગ' નામથી ઇતિહાસમાં ઓળખાવા લાગ્યો, અને ઓગણીસમી સદીમાં 'ટોરી' અને 'વ્હીગ' નામને બદલે તેનાં 'કોન્ઝર્વેટીવ' (Conservative) અને 'લીબરલ' (Liberal) એવાં નામ પડયાં. આ ઉપરથી એમ માનવાનું નથી, કે આ પક્ષો ઉત્તર દક્ષિણ ધ્રુવની માફક એક બીજાથી તદ્દન વિરોધી છે; અથવા તેનામાં ભૂતકાળની વિરોધતા અદ્યાપિ ચાલુ છે. ઘણી વેળાએ એ બન્ને પક્ષો એક બીજા સાથે મળી પણ જાય છે. બન્ને પક્ષો અત્યારે પાર્લામેન્ટના હક્કના એક સરખા હિમાયતી છે, તેમજ બન્ને પક્ષોએ ઈંગ્લૅંડની રાજકીય પ્રગતિમાં કિમતી મદદ કરી છે.

આ બે પક્ષો ઉપરાંત હાલના રાજકીય વાતાવરણમાં એક ત્રીજો પક્ષ દિનપ્રતિદિન વધારે ને વધારે ધ્યાન ખેંચે છે. તે પક્ષ મજુર પક્ષ અર્થાત્ 'લેબર પાર્ટી' (Labour Party)એ નામથી ઓળખાય છે. ઇ૦ સ૦ ૧૯૦૭ પહેલાં પાર્લામેન્ટની આમની સભામાં મજુરોના થોડાજ પ્રતિનીધિઓને સ્થાન મળ્યું હતું. ઇ૦ સ૦ ૧૯૦૭માં આ મજુર પ્રતિનીધિઓની સંખ્યા આશરે ૫૦ની થઇ, અને તે લોકોએ પોતાનો ખાસ કાર્યક્રમ નક્કી કરી એક સ્વતંત્ર પક્ષ ઉભો કર્યો. દિવસે દિવસે એ પક્ષ બળવાન બનતો ગયો, તે એટલે સુધી કે ઇ૦ સ૦ ૧૯૨૫માં એ પક્ષને હાથ રાજ્યની લગામ આવી, અને તેનો નેતા મી૦ રામસે મેકડોનલ્ડ ઈંગ્લૅંડનો મૂખ્ય પ્રધાન થયો. આ પક્ષનો મુખ્ય હેતુ મજુરોની સામાજીક તેમજ આર્થિક સ્થિતિમાં સુધારણા કરવાનો છે.

મજુર પક્ષનો અમલ ટુંક મુદત સુધીજ રહ્યો અને તે પછી તરતજ કોન્ઝર્વેટીવ પક્ષ સત્તામાં આવ્યો તે અદ્યાપિ ચાલું છે. એ પક્ષનો નેતા મી० બાલ્ડવીન હાલનો મૂખ્ય પ્રધાન છે. હાલનો હિન્દી વજીર લોર્ડ બર્કન હેડ પણ એ પક્ષનો છે.

